ગાંડીવ બાલોદ્યાનમાળા (૨)
પુષ્પ: :બારમું

# મોસાળની મોજ

[ 'કેરીના ભજીયા' વાળી તમારી
ઓળખીતી ઉંદરડીનો નવો કિસ્સો ]

લખનાર
ઈશ્વરલાલ વીમાવાળા
ચિત્રકાર
હસમુખ પંડિત




પ્રગટકર્તા
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦–કેળાંપીઠ,
સુરત

'કેરીનાં ભજીયાં' ગુજરાતના બાળકોએ હોંસે હોંસે ખાધાં. એ વાત ને એનાં ચિત્રો એમને ખૂબજ ગમ્યાં તેથી એજ વાતની આ સગી બ્હેન તૈયાર કરી છે, એજ વાત આગળ ચલાવી છે.

આશા છે કે ગુજરાતનાં બાળકોને આ મોસાળની મોજ માણવામાં આનંદ પડશે.

ઈ. વી.



# કેરીનાં ભજીયાં

લખનારઃ ઈશ્વરલાલ વીમાવાળા

ગમુ કરીને એક ઉંદરડી હતી. તેને ત્યાં વરસગાંઠને દહાડે કેરીનાં ભજીયાં કરેલાં. તે ખાવા એક લાલચુ કાણિઉં કબૂતર આવેલું. એ લાલચુ કબૂતર પોતાની મુરખાઈભરી ખટપટમાં કાણુંનું આંધળું કેવી રીતે બન્યું તેની આ મજાની વાત ગુજરાતનાં બાળકોએ વધાવી લીધી છે. મોસાળની મોજ વાંચનાર સૌ બાળકો એ વાત પણ વાંચે. એનાં ચિત્રો આટલાં જ સરસ છે, આવા જ દેખાવડાં છે, ને કિમ્મત ત્રણ જ આના છે.

ચિત્રકારઃ સ્વ. રસિક.

ગાંડીવ મુદ્રણાલય કેળાંપીઠ સુરતમાં છાપીને ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી ઇશ્વરલાલ વીમાવાળાએ પ્રગટ કરી.

ઇસ્વી ૧૯૩૧. સંવત ૧૯૮૭.
આવૃત્તિ પહેલી.
કિમ્મત સાડા ત્રણ આના.

મો



સા



ળ



ની



મો



જ

૩



ક દહાડો ટપાલી બે કાગળ આપી ગયો. તે વાંચી ગમુની બા કહે: ગમુ, આજે તારા મામાનો કાગળ આવ્યો છે.

ગમુએ પૂછ્યું: પોપપોપ મામાનો ?

બા બોલી: ના, ફોફા મામાનો.

ગમુ બોલી: ફોફા મામા ? તે તો વિલાયત ગયા'તા ?

બા હસીને કહે: ત્યાંથી આવ્યા છે. તેણે બધાંને તેડાવ્યાં છે કે એક વાર આવી જાઓ.

ગમુ નવાઇ પામી. તે બોલી: તે બા, ત્યારે તો મને ઘણી મઝા પડશે. મામા હમણાં ક્યાં છે ?

બા બોલી: મુંબાઇ. પોતાને આગલે ઘેરસ્તો. હમણાંજ વિલાયતથી આવ્યા, એટલે મળવા બોલાવે છે.

ગમુ પૂછે: તે બા, આપણે જઇશું ?

બા કહે: જવાનું તો છે. પણ હમણાં મારાથી કંઇ અવાય ? ઘરમાં અનાજ ભરવાનું છે. મશાલા કરવાના છે. અથાણાં કરવાનાં છે. એટલે કેમ નીકળાય? તેથી તને મોકલવાની છે. તું જજે. કાલે પાડોશમાંથી રૂમઝુમકાકી મુંબાઇ જવાનાં છે. તેની સાથે જજે. મામાને ઘેર ડાહી થઇને રહેજે. ને થોડે દહાડે પાછી આવજે.

ગમુ બોલી: ત્યારે તો બા, નિશાળમાંથી થોડા દહાડાની રજા લેવી પડશે.

ભલે. તે લેજે—માએ કહ્યું: અને જો, પેલાં નવાં ચણીઓ ચોળી શિવડાવ્યાં છે તે પહેરીને તારે મોસાળ જવાનું છે.

## ચણીઓ ચોળો

પણ બા, એ નવાં ચણીઓ ચોળી હજુ દરજીને ત્યાંથી શિવાઇને આવ્યાંજ ક્યાં છે? કાલે હું નિશાળેથી આવતી હતી ને, ત્યારે મણિયા દરજીની દુકાને ગઇ હતી. ને એને પૂછ્યું હતું કે કેમ, મારાં લુગડાં તૈયાર છે કે નહિ? ત્યારે એ કહે કે હા. પણ જરાક કામ બાકી છે. ચોળીનાં બટન ટાંકવાનાં છે ને કાસ કરવાના છે. તે હમણાં થઇ જશે.

મેં કહ્યું કે મણિયા કાકા, તમે તો બહુ ધક્કા ખવડાવ્યા. મારાં બે કપડાંને માટે તમે મને બાર ધક્કા ખવડાવ્યા. એ કંઇ સારી વાત નથી. આવું કરશો તો હવે પછી અમે તમારી દુકાને કપડાં શિવડાવીશું નહિ.

ત્યારે મણિયા કાકા કહે કે ના બ્હેન ના. હવે હું તને ધક્કા નહિ ખવડાવું. આ તો હમણાં જરા લગનસરા હતી; ને ઘરાકોને કપડાં બહુ બનાવીને આપવાનાં હતાં; તેથી મારાથી તારો વાયદો પળાયો નહિ. પણ હવે હું તારાં કપડાં તરતજ આપી દઇશ. કાલે લઇ જજે.

ત્યારે મેં કહ્યું કે ના. મારે તો અત્યારેજ જોઇએ. કાલે સવારે હું એક ઠેકાણે જવાની છું તે એ પહેરીને જવાની છું.

એટલે મણિયા કાકા કહે કે વારૂ, તું કાલે સવારના પહોરમાં લઇ જજે. હું હમણાંજ બટન તૈયાર કરાવી દઉં છું. એમ કહીને તેણે હુપી કાકીને બટન ટાંકવાનો હુકમ આપ્યો.

ગમુની માએ એ સાંભળીને કહ્યું કે: ત્યારે તો તું અત્યારે જઇને કપડાં લઇ આવ.





ને હજુ શા માટે બેસવાનું કહે છે? તે બબડી પણ ખરી. પછી બેઠી.

થોડીવારમાં ચોળી તૈયાર થઇ ગઇ એટલે સીલાઇના પૈસા આપીને ગમુએ કપડાં લઇને ઘર તરફ ચાલવા માંડયું. રસ્તે ચાલતાં કુંભા કાકાનું ઘર આવ્યું; તે જોઇને ગમુને એક વાત યાદ આવી.

હા, ને સસા મહેતાને ત્યાં રજાનું પણ કહી આવું.

એમ કહીને ગમુએ મ્હોં ધોયું અને પછી ખાઉ ખાઇને દરજીને ત્યાં જવા નીકળી પડી.

મણિયા દરજીની દુકાન બજારને નાકે હતી. ગમુ ત્યાં પહોંચી તે વેળા મણિયા કાકા સીંગરના સંચા પર બેસીને એક ડગલો શિવતા હતા. અને તેની વહુ હુપી-કાકી માચી પર બેસીને બટન ટાંકતાં હતાં.

ગમુને જોઇને હુપી કાકી બોલ્યાં: આવ બ્હેન, આ તારીજ ચોળી તૈયાર થાય છે. જરા બેસ એટલે પૂરી કરી દઉં છું. પાંચ મિનિટ લાગશે.

ગમુને મનમાં ચીઢ ચઢી કે આજે સવારમાં આપી દેવાનો વાયદો કર્યો હતો,

### ૩ઃ કુંભા કાકાને ઘેર

કુંભા કાકા માટીનાં વાસણો બનાવવાનો ધંધો કરતા હતા. જ્યારે તે નાના હતા ત્યારે એક કુંભારને ત્યાં નોકરી કરતા હતા. તે પાદરેથી માટી ભરી લાવવાનું કામ કરતા હતા. તેમની નજર બહુ ચોક્કસ. જ્યારે કામ પૂરું થાય ત્યારે શેઠ જે કંઇ કામ કરે તેના ઉપર બારીક નજર રાખે, ને જે કાંઇ જોતા જાય તે શીખી લેતા જાય. ઘડા કેવી રીતે બનાવાય, છોડના કુંડાં કેવી રીતે બને, કોડિયાં કેમ ઘડવાં વગેરે બધું

એણે ચકોર નજરથી શીખી લીધું. પછી એક દિવસ એવું બન્યું કે શેઠે જરા સરખો વાંક થવાથી કુંભા કાકાની પીઠ ઉપર બે ચાર ડીફાં લગાવી દીધાં. તે એમને બીલકુલ ગમ્યું નહિ. ઉલટું એથી એમનો મિજાસ ખસી ગયો અને શેઠને મોટે ઘાંટે સંભળાવી દીધું:

શેઠ સાહેબ, હું કાંઇ તમારે ત્યાં ડીફણાં ખાવાને રહ્યો નથી. હું ચોકખું કહું છું કે ડીફણાં મને જરાયે ભાવતાં નથી. જો તમારે મને નોકરીમાં રાખવો હોય તો રાખો. નહિ તો મને કાંઇ તમારી પરવા નથી. મને તમારો બધો ધંધો આવડે છે; સમજ્યા? હું તમારી સામે જુદી દુકાન માંડીશ તે યાદ રાખજો.

આમ કહ્યું. પણ એના શેઠના મગજમાં ઉતર્યું નહિ. તેણે તો એને કહ્યું: જા, ભાઇ જા. આજથી તું તારે રસ્તે, અને હું મારે રસ્તે.

તે દિવસથી કુંભા કાકા નોકરીમાંથી છૂટા થયા. નોકર મટીને શેઠ બન્યા. કેવી રીતે? તે જાણો છો?

જુઓ. સાંભળો. શેઠને ત્યાંથી છૂટીને કુંભાજી સીધા ચુંચુભાઇના ખેતરમાં ગયા. ત્યાં એક ગાડું પડયું હતું તેનું એક પૈડું ઉતારી લીધું. તેને ગબડાવતા ગબડાવતા બકાજી સુથારને ત્યાં લાવ્યા. સુથારે તે પૈડાંની વચ્ચે એક તીણો ખીલો બેસાડી આપ્યો. પછી કુંભાકાકા તેનો ચાકડો બનાવી માટલાં ઘડવા લાગ્યા. પોતે જાતે પાદરેથી માટી ભરી લાવે. તેને પલાળે અને ચાકડા પર બેસી માટલાં, બરણીઓ, કુંડાં જે બનાવવું હોય તે બનાવે. પોતે ચાલાક બહુ. શેઠને ત્યાં કામ બરાબર શીખી લીધું હતું તેથી થોડા દિવસમાં તેમનો ધંધો ઝામી ગયો.

વારૂ ઠીક.

ગમુ કુંભા કાકાના ઘર આગળથી પસાર થતી હતી. તે વખતે એને યાદ આવ્યું કે ઘરમાં પાણીની ગોળી ફુટી



ગઇ છે તે લઇ લઉં તો ઠીક. તેણે કુંભા કાકાને ગોળીની કિંમત પૂછી.

ત્યારે ચશ્મા કપાળ પર ચઢાવીને કુંભાજીએ જવાબ આપ્યો: બધાની પાસેથી તો ચાર આના લઉં છું, પણ તું ડાહી છોકરી છે અને હંમેશનું ઘરાક છે તેથી તારી પાસે ત્રણ આના લઇશ.

થોડી રકઝક કરીને ગમુએ અઢી આના આપીને પાણીની ગોળી વેચાતી લીધી. આગળ ચાલતાં રસ્તે બલિયા મહેતાનું ઘર આવ્યું. ત્યાં રજાનું કહી દીધું. પછી ઘેર આવી. માને બધી વાત કહી. તેની મા બહુ રાજી થઇ. ગમુ 'એક પંથમાં દો કાજ' કરી આવી હતી તેથી બાએ તેને શાબાશી આપી.

પછી તેણે નહાઇ લીધું. ટુવાલથી ડીલ સાફ કરીને તેણે નવા કપડાં પહેરી લીધાં. પછી ચોટલો વાળીને બાની રજા લઇને રૂમઝુમ કાકીને મળી આવી, ને કહી આવી કે હું કાલે સવારે તમારી સાથે મુંબાઇ આવીશ.

## ૪: ઉપડયા

પછી બીજે દિવસે સવારે રૂમઝુમકાકી સાથે આગગાડીમાં બેસી તે મુંબાઈ ગઇ.

રૂમઝુમકાકીએ સ્ટેશનથી ઘેર જવા ગાડી કરી અને ફોફા મામાના ઘર આગળથી લીધી. ત્યાં ગમુને ઉતારી. પછી રૂમઝુમ કાકી જતાં રહ્યાં.

ગમુ મહિનામાં એક બે વાર ફોફા મામાને ત્યાં જતી. ત્યાં એને બહેનપણીઓ પણ ઘણી હતી. તે બધીની સાથે રમવામાં ગમુને ઘણી મઝા પડતી. માત્ર દોઢ વરસ થયાં ગઇ નહોતી; કેમકે મામાજ વિલાયત હતા ને?

મામાના ઘરની પડોશમાં મીની-





માશીનું ઘર હતું. મીનીમાશીને ચારપાંચ છોકરાં હતાં. તે બધાં બહુ તોફાની હતાં.

ગમુ મોસાળ પહોંચી ત્યારે મીની-માશી એટલે બેસીને વાસણ માંજતાં હતાં. તેમનાં તોફાની છોકરાંઓ તેને વીંછળવા લાગતાં હતાં. સાથે સાથે પાણી ઉછાળીને રમતાં પણ હતાં. વળી એક બીજાના મ્હોં પર પાણી છાંટીને તોફાન પણ કરતાં હતાં.

ગમુને જોઇને મીનીમાશીએ મ્હોં મલકાવ્યું, ને બોલ્યાં: કેમ બ્હેન, તું તો ઘણે દહાડે દેખાઇ ને? મઝામાં તો છે ને?

હા, માશી—ગમુએ જવાબ દીધો.

પછી કહ્યું: હું તો મારે મોસાળ આવી છું. મારા મામા વિલાયતથી આવ્યા છે ને, તેમને મળવા. તમે આજે કાંઇ વહેલાં જમ્યાં કે શું?

## ૫: મિઆઉંડાંનું તોફાન

એટલું બોલે છે એવામાં પેલાં તોફાની બારકસોએ અરસપરસ તોફાન કરતાં કરતાં ગંદા પાણીના છાંટા ગમુના ડીલ ઉપર ઉડાડ્યા. તેથી ગમુનાં નવાંનવાં કપડાં ઉપર ખરાબ ડાઘા પડી ગયા.

તે જોઇને ગમુને બહુ માઠું લાગ્યું. એનાં નવાં ને નવાં કપડાં પેલા મિઆ-ઉંડાંઓએ બગાડી નાંખ્યાં, તેથી તે બોલી:

કેમ રે? તમને દેખાતું નથી? આ મારાં નવાં લુગડાં કેમ બગાડી નાંખ્યાં? હવે કોણ પૈસા ભરી આપશે?

એ સાંભળીને મીનીબાઇ બોલી ઉઠયાં: વાહ રે અલિ! તું તો જાણે બહુ મોટી પૈસાવાળી થઈ ગઇ છે ને? નવા નવા કોકા પહેરીને આવી તે અમારા ઉપર રોફ કરે છે? પૈસા કંઇ શું તેંજ દીઠા છે? જો મોટી! દબડાવવા આવી છે તે!

હોય, છોકરાં છે તે રમેય ખરા ને છાંટા ઉડેય ખરા, તેમાં શું થઇ ગયું? શા માટે પાસે આવી?

એમ કહીને મીનીબાઇ તો જેમ ફાવે તેમ બબડવા લાગ્યાં. તેમનો વિચાર એવો હતો કે જો ગમુ જરાક પણ સામે થઇને જવાબ આપે, તો સપાટો બતાવી દઉં. પણ ગમુ એક શબ્દ બી બોલી નહિ. તે મીની માશીને બરાબર ઓળખતી હતી. તેથી ગુપચુપ મોસાળના ઘરને ઓટલે ચઢી અને અંદર જતી રહી.



## ૬: મામા મામી

ગમુના મામા બહુ પૈસાવાળા અને હોંશિયાર હતા. તેમની મુંબાઇમાં દવાની દુકાન હતી. વેપાર મોટો હતો. દેશ દેશથી દવા મંગાવે ને વેચે. તે બહુ ખપે. પછી થોડે વરસે તેમને થયું કે વિલાયત જાઉં તો સારૂં. એ પ્રમાણે તેઓ વિલાયત ગયા. સાથે ગમુની મામીને પણ લેતા ગયા. ગમુની મામીને પણ તેમણે ઘણું ભણાવેલાં હતાં.

મામા તો વિલાયત ગયા તે પહેલાં પાઘડી ને ધોતિયું પહેરતા. પણ ત્યાંથી આવ્યા ત્યારે બધું ફરી ગયું. માથે મોટી છાપરા ટોપલા જેવી સાહેબશાઇ ટોપી. ટાપટીપવાળો ડગલો. સફાઇદાર પાટલૂન. હાથમાં ચમચમતી લાકડી.

ગમુ ઉપર ગઇ ત્યારે મામી આરામખુરસી પર બેસીને વાંચતાં હતાં. તેમણે આંખે ચશ્મા ચઢાવેલાં હતાં.

ગમુને જોઇ તે બોલ્યાં: ઓહો! બ્હેન ગમુ, તું આવી પહોંચી? આવ. આવ. તારો સામાન ક્યાં છે?

ગમુ કહેઃ હા, મામી. મામાનો કાગળ આવ્યો એટલે બા કહે કે તું જા. સામાન નીચે છે. તમે મઝામાં છો? શું કરો છો?

મામી કહે: બધા મઝામાં છે. આ ચોપડી વાંચું છું. એમાં સારી સારી વાતો લખેલી છે. ને વળી છબીઓ પણ છે.

છબીઓ? હેં? ત્યારે તો મને બતાવો. જોઇએ. એમ



કહીને ગમુ મામીની પાસે જઇ છબીઓ જોવા લાગી. તે ઉભી હતી તેથી મામીએ તેને બેસવા કહ્યું.

ખુરસી ક્યાં છે? ગમુ બોલી.

એટલે મામીએ પાસેના ટેબલ પરની એક ઘંટડી વગાડી. તરતજ "આવ્યોજી" એમ બુમ સંભળાઇ અને નીચેથી મોતીઓ નોકર દોડી આવ્યો. તે શેઠાણીને સલામ કરીને બોલ્યો: બાઇ સાહેબ, શું હુકમ છે?



પેલી ખુરસી અહીં લાવીને મૂક, ગમુ બ્હેનને બેસવા માટે. અને પછી એને પાણી બાણી લાવી આપ.

વારૂ બાઈ સાહેબ, એમ કહીને મોતીઆજીએ ભીંત પાસેથી એક ખુરસી લાવીને ટેબલ પાસે ગોઠવી આપી ને

પછી પાણી લેવા ગયો.

ગમુ ખુરસી પર બેસીને ચિત્રો જોવા લાગી. વચમાં મોતીઆએ પાણી આપ્યું તેનાથી મ્હોં સાફ કરી દુધ પીધું. પછી પૂછવા લાગી કે: મામી, મામા ક્યાં ગયા છે?

## ૭: ગોટપીટ સોટપીટ

મામી કહે: તારા મામા બજારમાં ગયા છે. તે હમણાંજ આવશે.

થોડી વાર પછી મામા આવી પહોંચ્યા. તે બજારમાંથી સારી સારી ચીજો લાવ્યા હતા. કેળાં, કમરખ, કમળકાકડી; વળી જલેબી, મેસુર ને ચેવડો પણ લાવ્યા હતા. તેમને સારૂં સારૂં ખાવાનો બહુ શોખ હતો. રોજ કાંઇ ને કાંઈ ગળ્યું ખાવાનું તો જોઇએજ. તેથી જલેબી ને મેસુર લાવ્યા હતા.

ગમુને જોઈને મામા બહુ રાજી થયા. તેમણે પડીકામાંથી એક જલેબી કાઢીને ગમુને આપી. ગમુએ ખાધી. ગમુને પણ જલેબી ને મેસુર ભાવતાં તો હતાંજ.

પછી બા કેમ ન આવી તે ગમુએ કહ્યું તથા ગામની બીજી વાતો કરી. એમાં વખત ઘણો નીકળી ગયો.

પછી મામાએ મામીને કહ્યું—

ગેટ બીટ વાક આટ ફોટ સેલ્પોટ ડાક બાર?

એટલે મામીએ જવાબ દીધો—

ડેમ ફડોસ વાકસ્ટેલ બાસ્પીટ ડોટ.

પછી મામા કહે—

યુટ પીટ ચાંગ મોસ કાટ બેમ કુક. ઘોટ કન માસ ડોંગ રાગ બીલ્ડોટ....

એટલે મામીએ ટેબલપરની બીજી ઘંટડી વગાડી.

ગમુને તો વાતચિતમાં કશી સમજ પડી નહિ. મામા અને મામી અંગ્રેજીમાં બોલતાં હતાં કે કોઇ બીજી ભાષામાં? તે શું બોલતાં હતાં તે પણ એને સમજાયું નહિ.

## ૮: જમવાની તૈયારી

પણ થોડીવારમાં એક નોકર આવી પહોંચ્યો. મામાને ત્યાં એવા તો કેટલાયે નોકરો હતા. રસોઈ કરવા માટે ભટ જુદો. મોટર હાંકવાવાળો જુદો. બાગનું કામ કરવા માટે માળી પણ જુદો. અને ઘરનું પરચુરણ કામ કરવા માટે મોતીઓ તો હતોજ.

આ વખત ઘંટડીના અવાજ વડે સસા ભટજી આવી પહોંચ્યા. તેના એક હાથમાં કડછી હતી. ને બીજા હાથમાં વાડકો હતો.

મામીએ તેને પૂછ્યું: કેમ, જમવાની હજુ વાર છે કે?

ત્યારે ભટજીએ માથું નમાવીને કહ્યું કે: રસોઇ તૈયાર છે જી સાહેબ; આપ પધારો તેટલીજ વાર છે.

ઠીક ત્યારે. ભાણા પીરસ.

વારૂ સાહેબ.

એમ કહીને સસા ભટજી ચાલ્યા ગયા. થોડી વારે મામા, મામી અને ભાણેજ ત્રણે જણાં જમવાના ઓરડામાં જઇ પહોંચ્યા.



તે ઓરડામાં વચ્ચે એક ચોરસ ટેબલ ગોઠવેલું હતું. તેની આસપાસ ચાર બાજુએ ચાર ખુરસીઓ હતી. ગમુના મામા અને મામી સામસામેની ખુરસી પર બેઠા. બાજુની એક ખુરસી પર ગમુ પોતે બેઠી.

નોકર મોતીઆએ ત્રણ થાળીઓ અને વાડકા ટેબલ પર ગોઠવી દીધા. ત્રણ જણાને પીવા માટે પાણીના લોટા ભરીને મુકયા. સાથે પવાલાં પણ મૂકયાં. પછી હાથ લુછવા માટેનો ટુવાલ ઝાલીને બાજુએ ઉભો રહ્યો.

## ૯: ખાવા બેઠાં

ભટજીએ આવીને રસોઈ પીરસવા માંડી. આજે તેણે પુરણપોળી બનાવી હતી. આજે તો ગમુ મ્હેમાન હતી ને?

પુરણપોળી એટલે શું તે તમે જાણો છો? વેઢમી–વેઢમી. ઉપરથી રોટલી અને અંદરથી ગળ્યો ગળ્યો માવો નીકળે તે– વેઢમીજ. અને સાથે જલેબી ખાવાની! તમને ખબર છે ને? ગમુના મામાને ગળ્યું ગળ્યું ખાવાનો બહુ શોખ હતો, તે! પુરણપોળીની સાથે કઢી, લચકોદાળ, ભીંડાં તથા બટાટાનાં શાક, ચટણી વગેરે પણ હતું. ગમુને બટાટાનું શાક બહુજ

ભાવતું હતું તેથી એને બહુજ મઝા પડી. ત્રણે જણા વાતો કરતાં જાય ને જમતાં જાય.

જમી રહ્યાં એટલે નળ પાસે જઇને હાથ ધોવા લાગ્યા. ત્યાં એક ડબ્બામાં સુગંધિદાર સાબુ ગોઠવેલો હતો. તેનું ફીણ કરીને ગમુએ હાથ ધોયા. પછી મોતીઆ પાસેથી ટુવાલ લઇ હાથ મ્હોં લૂછી નાંખ્યાં.



## ૧૦: ખાધા પછી—

પછી ત્રણે જણાં બીજા ઓરડામાં ગયાં. ત્યાં એક હિંચકો બાંધેલો હતો. અને વચમાં એક નાના ટેબલ પર પાનની તાસક ગોઠવેલી હતી. તેમાં તૈયાર કરેલાં ત્રણ ચાર પાન પણ હતાં. ત્રણે જણાએ પાનસોપારી અને એલચી ખાધાં. પછી હિંચકા પર બેઠાં. મામા મામી આસ-પાસ બેઠાં અને ગમુ વચમાં. પછી મોટા હિંચકા ખાવા લાગ્યાં.

ગમુના મામાને ગાવાનો પણ બહુ શોખ હતો. રોજ જમ્યા પછી હિંચકે બેસીને તેઓ મોટેથી ગાય. તેમનો રાગ કાંઇ સારો ન હતો. પણ ગાવા વગર કાંઇ ચાલે નહિ. હિંચકાની લહેરથી મામાએ ગાવાનું શરૂ કરી દીધું.

એટલે મામીને પણ તેમાં સૂર પૂરવાનો શોખ થઇ આવ્યો. તેમને ઘેર હારમોનિયમ, તબલા, દિલરૂબા, ફીડલ, સિતાર અને બીજાં કંઇ કંઇ વાનાં હતાં. ગમુનાં મામી દિલરૂબા અને ફીડલ વગાડતાં શીખ્યાં હતાં. તે માટે તેમણે છ મહિના સુધી એક સંગીતમાસ્તરને પંદર રૂપિયાના પગારે રાખેલા પણ ખરા.

મામાએ ગાવાનું શરૂ કર્યું એટલે મામીએ ખીંટી પરથી દિલરૂબા લઇને વગાડવાનું શરૂ કર્યું. વચ્ચે વચ્ચે તે પોતે પણ ગાતા જતાં હતાં.





## ૧૧: ગમુ સૂવા ગઇ

બે ત્રણ ગાયન ગવાયાં એટલે ગમુને જરા ઝોકકાં આવવા માંડયાં, તેથી તેણે મામીને કહ્યું કે મામી, મને તો ઉંઘ આવે છે.

મામીએ મોતીઆને બુમ પાડી. 'આ જી' એમ કહેતો તે આવ્યો અને સલામ કરીને બોલ્યો: શું હુકમ છે, બાઈ સાહેબ ?

મામીએ કહ્યું: આ બ્હેનને સુવાના ઓરડામાં લઇ જા.

વારૂ સાહેબ.

એમ કહી મોતીઓ ગમુને કહેવા ાઃ ચાલો બ્હેન, મારી સાથે. ગમુ ની સાથે ગઇ. મોતીઓ તેને માળે લઇ ગયો. ત્યાં આગળ એક ડામાં બે પલંગો હતા. તેના ઉપર જાડી ત્રણ ત્રણ પથારીઓ પાથરેલી પારી એવી પોચી કે આંગળી ... સાથે ખાડો પડી જાય. ઉપર છત્રી અને તેની ઉપર સુંદર ર મચ્છરદાની નાંખેલી. પથારી ઉપર ાકાં ગોઠવેલાં હતાં. તેને પણ ગુલ-ખોલ ચઢાવેલી.

ગમુ તો એ બધું જોઇને રાજી રાજી થઈ ગઈ. મોતીઆએ તેને કહ્યું કેઃ બ્હેન, આ પલંગ પર સૂઇ જાઓ.

ગમુ પલંગ પર સૂતી. તે તો જાણે પથારીમાં દટાઇજ ગઇ. પથારીઓ એટલી બધી પોચી કે તેનું શરીર જાણે અંદર ડૂબીજ ગયું.

પછી મોતીઆએ સલામ કરી કહ્યુંઃ બ્હેન, તમે નિરાંતે સૂઓ. અને જ્યારે જાગો ત્યારે પેલું પલંગની ધારે બટન છે તે દબાવજો. એટલે હું આવીને તમને નીચે લઇ જઇશ. હવે હું જાઉં છું.

ગમુ કહે—વારૂ, જા.

મોતીઓ ગયો. એટલે ગમુ તો મનમાં ને મનમાં હસવા લાગીઃ કેવી સરસ પથારી! કેવું રૂપાળું ઓશિકું!! વાહ વાહ! આવું બધું મારે ઘેર હોય તો કેવું સારૂ?

એમ વિચાર કરતાં કરતાં થોડી વારમાં તેને ઉંઘ આવી ગઇ.



સમાપ્ત